# પ્રસ્તાવના

ઠક્કર બાપાના અંત્યજ સર્વસંગ્રહનો બીજો ભાગ છાપવાનું આ અંકથી શરૂ થાય છે. આ સંગ્રહ મારી પાસે આવ્યાને તો ઘણા માસ થઈ ગયા. મુસાફરીમાં મારી સાથે ન આવ્યો, પછી જ્યારે મારે દફતરે ચડ્યો ત્યારે હું આ વંટોળિયા ાફરીઓમાં ક્યારે જોવા પામું? આંધ્રદેશ ાી મુસાફરી અઘરી પણ લોકો એવા માયાળુ ને દયાવાન છે, તથા દેશભક્ત ફટાપૈય્યા મારી રક્ષા એવી કરી રહ્યા છે કે બપોરનો મારો ાનો વખત ગણાય છે ત્યારે કોઈને મારી પડખે ચડવા નથી ., તેથી હું આ સંગ્રહને પહોંચી શક્યો છું.

એ સંગ્રહ આપણા એટલે હિંદુઓના કલંકનો ઇતિહાસ છે. ાપણું' સર્વનામ મેં ઇરાદાપૂર્વક વાપર્યું છે. 'નવજીવન'-ગ્રાહકોમાં તો મુસલમાન, પારસી ને ખ્રિસ્તી પણ છે. હું લેખ હિંદુ તરીકે ગુજરાતના હિંદુમાત્રને સારુ લખું છું.

અંત્યજને પાણીના પણ સાંસા પડે એવી પ્રથા જે ધર્મીઓમાં પડી હોય તેની નિર્દયતાને વિષે શું કહેવાય! દુશ્મનને પણ પાણી વિના ન રખાય. ત્યારે આપણે અંત્યજને આપણે કૂવે પાણી ભરવા ન દઈએ તો આપણે ત્યાં પાણી પીવા આવવાની તો એની હિંમત જ કેમ ચાલે? ગાડીમાં હડધૂત, દુકાને આવે તો હડધૂત, મંદિરમાં પગ મેલે તો આપણા ઊંચ વર્ગના ભગવાન અભડાઈ જાય, આપણાં છોકરાંની હારે ભણવા બેસે તો આપણાં છોકરાંઓને હરકત આવે, અને આ બધું ધર્મને નામે! ! !

'સનાતન' ધર્મમાં આવું કશું નથી ભાળ્યું. સનાતન ધર્મને નામે અત્યારે પાખંડ પ્રવર્તી રહેલું પ્રેક્ષકો જોઈ શકે છે. આપણે આપણો વાંસો નથી જોઈ શકતા, બીજાઓ જુએ છે ને તે કેવો દુર્ગંધિત છે એ તેઓ બતાવે છે, છતાં આપણે તે કબૂલ કરવા ઇચ્છતા નથી.

મારા જેવા કોઈ તે જ વાડામાં ઊછરેલા દુર્ગંધ જોઈ ગયા છે તો તેમને 'ભ્રષ્ટ' થઈ ગયેલા માની 'સનાતની' તરછોડે છે. પણ હવે આ કલંક ઝાઝા દહાડા આપણે સંઘરી શકવાના નથી. મારા જેવા એક નહિ પણ અનેક હિંદુઓ આ પાપને જોઈ શક્યા છે, ને તે દૂર કરવા પ્રયત્ન કરી રહ્યા છે. એ પ્રયત્નમાં આ સંગ્રહ મદદરૂપ છે. એ આપણા પાપનું આપણને ભાન કરાવે છે ને માપ આપે છે.

એ સંગ્રહનો ઉપયોગ ઇચ્છવાયોગ્ય છે. અંત્યજસેવા કરવામાં આપણને પૈસાની ખામી ઓછી છે. શ્રી. રામેશ્વરદાસ બિરલાનું દાન હજુ બધું વપરાઈ શક્યું નથી. ખરું જોતાં તો જેમ ખાદીને વિષે શ્રદ્ધા ઊપજે તો તેમાંથી ઘણા જુવાનિયા રળી

ખાય તેવું ખાદીકાર્ય છે, તેમ અંત્યજસેવાનું છે. એ કામથી ન અભડાય, ન અકળાય એવા સારા ને સ્વચ્છ હિંદુઓ હજારો પોતાની આજીવિકા રળી શકે છે. પણ અંત્યજશાળા ચલાવવા-યોગ્ય હિંદુ શિક્ષકો આપણને કયાં મળે છે? અંત્યજને સારુ કૂવા ખોદી દેનારા આપણને કયાં મળે છે? રેલવેની સડકો બાંધી દેનારા સાહસિક કચ્છીઓને જયાંત્યાં ભાળું છું, પણ બજારદામ લઈ અંત્યજકૂવા ખોદી બાંધી દેનાર કારીગરો ને કંટ્રાકટરો કયાં છે? આવા જે હોય, શિક્ષક, કડિયા, કામદાર, કંટ્રાકટર, એ બધા ઠક્કરબાપાને લખે ને તેમના દફતરમાં નામ નોંધાવે.

આ લેખનો કોઈ અનર્થ ન કરે. જેને દાન દેવાની ઇચ્છા થાય તે સુખેથી આપે. પણ સંગ્રહ બહાર પાડવાનો હેતુ આપણા પાપનું માપ કાઢવાનો ને તે ક્ષેત્રની અંદર કામ કરનારા સેવકોનો સંઘ વધારવાનો છે.

સંગ્રહ કરનારને એક સૂચના કરું. સંગ્રહમાં 'ફલાણું હોવાનો સંભવ છે,' એવી ભાષાને બહુ સ્થાન ન હોય. એવાં અનુમાનો કાઢવાનો સંગ્રહ કરનારને અધિકાર નથી. તે તો જે જુએ તે લખે, અનુમાન કાઢવાનો ધંધો સંગ્રહ વાંચનારનો છે.

'ગેલેસ્પીપુરા,' 'બ્રૂકહિલ,' એવાં નામો આવે ત્યાં તે ગામડાની ઉત્પત્તિનો હેવાલ આપવાથી સંગ્રહ રસિક બને અને વધારે શિક્ષાપ્રદ થાય.

વળી એમાં મુખ્ય અંત્યજોની ઓળખની બે લીટી આપી શકાય તો આપવાયોગ્ય છે. અંત્યજોમાં સંયમ, સાધુતા વગેરે જોવામાં આવ્યાં હોય તે નોંધે ચડવાં જોઈએ. આવું દાખલ કરવામાં સંગ્રહનું કદ મુદ્દલ ન વધે. આવી વસ્તુઓ એકએ

લીટીમાં પતાવાય. તે રંગ પૂરનારી છે ને ઉપયોગી છે. ખરી કળા કદી નિરુપયોગી નથી હોતી. કળા અને ઉપયોગને પેઢીઓથી ચાલતું વેર છે એમ કેટલાક કળાવાદીઓ કહે છે તે ધ્યાન દેવા યોગ્ય વાત નથી. આ જગતમાં કુદરતની કળા અપરંપાર છે એમ આપણે રોજ જોઈએ છીએ, પણ અનુભવીઓ કહે છે કે એમાં કાંઠા લગી ઉપયોગ ભર્યો છે. મોરના પીંછામાં એક પણ રંગ નિરુપયોગી નથી. તે બધાનો ઉપયોગ આપણે જાણતા નથી એ આપણી પામરતા છે, કુદરતનો સ્વચ્છંદ નથી.

(નવજીવન. તા. ૫-૫-'૨૯) મોહનદાસ કરમચંદ ગાંધી

# અંત્યજ સર્વસંગ્રહ

## તા. બોરસદ, જિ. ખેડા

આ તાલુકામાં ૯૬ ગામો છે, તેમાં ફક્ત અંત્યજોની વસ્તીવાળાં બે પરાંઓનો સમાવેશ થાય છે. બોરસદ તાલુકો વડોદરા રાજ્યના પેટલાદ તાલુકા અને ભાદરણ મહાલ સાથે ગૂંથાયેલો છે. એટલે સરખામણીની દૃષ્ટિએ બોરસદ તાલુકાનું અને ભાદરણ મહાલનું તારણ સાથે જોડયું છે. અસહકારના દિવસોથી બોરસદ તાલુકો ખેડા જિલ્લામાં જાહેર હિલચાલમાં આગળ પડતો ભાગ ભજવતો આવ્યો છે. સત્યાગ્રહ છાવણીનાં કેટલાંક મથકો આ તાલુકામાં છે.

આ તાલુકાનાં કુલ ઘરોની સંખ્યા ૩૬,૮૧૦ છે. અને તાલુકાની વસ્તી ૧,૪૪,૦૪૬ માણસોની છે. તેમાં અંત્યજોનાં ઘરોની સંખ્યા ૪,૦૫૯ની અને અંત્યજોની સંખ્યા ૨૨,૫૩૦ માણસોની છે. એટલે કુલ વસ્તીમાં ૧૫ ટકા વસ્તી અંત્યજ લોકોની છે.×

| પેટાજાતિ | ઘર | પુ. | સ્ત્રી | છોકરા ૫ થી ૧૨ | છોકરી ૫ થી ૧૨ | છોકરા ૦ થી ૫ | છોકરી ૦ થી ૫ | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઢેડ | ૨,૩૮૦ | ૨,૬૦૭ | ૩,૦૭૦ | ૨,૦૧૫ | ૨,૦૦૦ | ૧,૮૨૪ | ૧,૪૩૮ | ૧૨,૯૫૪ |
| ભંગી | ૯૧૬ | ૧,૦૨૬ | ૧,૨૪૭ | ૮૮૪ | ૮૩૦ | ૭૧૪ | ૫૯૧ | ૫,૨૯૨ |
| ચમાર | ૫૯૮ | ૬૫૮ | ૭૭૯ | ૫૪૪ | ૫૪૫ | ૪૬૧ | ૩૮૭ | ૩,૩૭૪ |
| ગરોડા | ૮૨ | ૮૮ | ૧૦૫ | ૮૧ | ૬૭ | ૬૫ | ૫૬ | ૪૬૨ |
| શેણવા | ૫૮ | ૬૫ | ૭૫ | ૪૮ | ૪૯ | ૪૨ | ૩૫ | ૩૧૪ |
| તુરી | ૨૫ | ૨૬ | ૨૯ | ૨૯ | ૨૦ | ૧૫ | ૧૫ | ૧૩૪ |
| કુલ | ૪,૦૫૯ | ૪,૪૭૦ | ૫,૩૦૫ | ૩,૬૦૧ | ૩,૫૧૧ | ૩,૧૨૧ | ૨,૫૨૨ | ૨૨,૫૩૦ |

× નડિયાદમાં ૯ ટકા, મહેમદાવાદમાં ૧૧ ટકા, આણંદમાં ૧૩ ટકા, કુલ વસ્તીમાં અંત્યજોની વસ્તી છે.

### ધર્મ પ્રમાણે અંત્યજ કુટુંબોનું વર્ગીકરણ

| ધર્મ | ઘર | પુ. | સ્ત્રી | છોકરા ૫ થી ૧૨ | છોકરી ૫ થી ૧૨ | છોકરા ૦ થી ૫ | છોકરી ૦ થી ૫ | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|
| હિંદુ | ૨,૨૩૩ | ૨,૫૧૫ | ૩,૦૨૧ | ૨,૧૦૧ | ૨,૦૦૬ | ૧,૭૪૦ | ૧,૪૪૪ | ૧૨,૮૨૭ |
| ખ્રિસ્તી | ૧,૮૨૬ | ૧,૯૫૫ | ૨,૨૮૪ | ૧,૫૦૦ | ૧,૫૦૫ | ૧,૩૮૧ | ૧,૦૭૮ | ૯,૭૦૩ |
| કુલ | ૪,૦૫૯ | ૪,૪૭૦ | ૫,૩૦૫ | ૩,૬૦૧ | ૩,૫૧૧ | ૩,૧૨૧ | ૨,૫૨૨ | ૨૨,૫૩૦ |

અંત્યજોની કુલ વસ્તીમાં આશરે ૪૩.૧ ટકા અંત્યજો પોતાને ખ્રિસ્તી તરીકે ઓળખાવે છે. પોતાને આગાખાની તરીકે ઓળખાવનાર એક કુટુંબ જણાયું નહિ. આણંદ આગાખાની પ્રવૃત્તિનું કેંદ્ર છે, છતાં આણંદ તાલુકામાં પણ આગાખાની પંથના અનુયાયીઓની વસ્તી ફક્ત ૨૮ કુટુંબની છે.

આ તાલુકામાં નીચેનાં ચાર ખ્રિસ્તી મિશનો કામ કરી રહ્યાં છે:

૧ આઇરિશ. ૨ મુક્તિફોજ. ૩ રોમન કૅથૉલિક, અને ૪ મેથૉડિસ્ટ.

વળી આઇરિશ મિશન તરફથી બોરસદમાં ખ્રિસ્તી કન્યાઓ માટે એક ફિમેલ ટ્રેનિંગ કૉલેજ છે, અને તેને અંગે વસ્તીગૃહ પણ છે.

આ તાલુકામાં અંત્યજોનાં કુટુંબો ઉપરાંત ધારાળાનાં આશરે ૨૦ કુટુંબો ખ્રિસ્તી બનેલાં છે. આ ખ્રિસ્તી થયેલાં ધારાળાનાં કુટુંબોમાંનાં કેટલાંક અંત્યજ ખ્રિસ્તી સાથે પરામાં રહે છે. બાકીના ધારાળાઓનું એક અલગ પરું બનેલું છે, એટલે જનસમાજથી તેઓ દૂર રહેલા છે, અને જાણીતા લોકો તેમને પણ ખ્રિસ્તી કહી અસ્પૃશ્યની માફક તેમની તરફ વર્તન રાખે છે.

હિંદુ મહાસભા તરફથી શરૂઆતમાં આ તાલુકામાં ઠીક કામ થતું હશે એમ લાગે છે. એના તરફથી ત્રણચાર શાળાઓ પહેલાં ચલાવાતી, અત્યારે તેવું કામ થતું જોવામાં આવતું નથી. છતાં વેદપ્રચાર અને શુદ્ધિનું કાર્ય તેમના તરફથી ચાલે છે. હરખાપુરામાં પહેલાં હિંદુસભાની અંત્યજશાળા હતી. તેને બદલે હવે 'આર્યકુમાર' શાળા છે, અને બારૈયાના છોકરાઓ તે શાળાનો લાભ લે છે.

હિંદુધર્મના સંગઠનની દૃષ્ટિએ બીજું કાંઈ કાર્ય અંત્યજોમાં થતું નથી. દાવોલમાં એક (અંત્યજ) સાધુ રહે છે અને તે આપણા ઉજળિયાત ગણાતા લોકોના કેટલાક મહારાજોની માફક અંત્યજોમાં લગ્નપ્રસંગે હાજરી આપે છે, અને તેમની ભેટનો સ્વીકાર કરે છે:

## કેળવણી

આ તાલુકામાં અંત્યજ બાળકોની કેળવણી માટે નીચે પ્રમાણે શાળાઓ જુદાંજુદાં મિશનો અને સંસ્થાઓ તરફથી ચાલે છે.

| આઇરિશ મિશન | મુક્તિફોજ | રોમન કેથોલિક |
|---|---|---|
| ૧૯ | ૧૬ | ૭ |
| મેથોડિસ્ટ | અંત્યજસેવામંડળ | હિંદુ મહાસભા |
| ૪ | ૩ | ૧ |

હિંદુ મહાસભા તરફથી પહેલાં ચાર અંત્યજશાળાઓ ચાલતી હતી. તે પૈકી હરખાપુરાની શાળા ઉજળિયાત ગણાતા લોકોની બની છે. મુજકૂવા અને અંબાવની શાળાઓ બંધ થયેલી જણાય છે. દેદરડાની શાળા ચાલે છે. અંત્યજસેવામંડળની ત્રણ શાળાઓ પામોલ, બોદાલ અને વાસણામાં છે. જુદાંજુદાં ખ્રિસ્તી મિશનોની કુલ ૪૬ શાળાઓ છે. આમાંની કેટલીક વર્ષનો અમુક વખત બંધ રહે છે, અને શાળાના શિક્ષકને પ્રચારક અને શિક્ષકનું બેવડું કામ ઘણીવાર કરવાનું હોય એટલે શાળાને ભોગે આ બધું થાય તે સ્વાભાવિક છે. છતાં છૂટાછવાયા કોઈ માણસને (અંત્યજ) ક્યાં ભણ્યો હતો એમ પૂછતાં જવાબ મળે છે કે 'પેલી ખ્રિસ્તીની શાળામાં.'

સરકારી ઉજળિયાત લોકોની શાળા કુલ ૮૭ છે. તેમાં અંત્યજ બાળકો દાખલ થયાનું સાંભળ્યું નથી. ઘણું કરી ગયે વર્ષે સરકારી કેળવણી ખાતાના રિપોર્ટમાં આવેલું કે 'ખેડા જિલ્લામાં અંત્યજ બાળકોની કેળવણી માટે વિરોધ કાંઈ ઓછો છે.' કદાચ સરકાર તરફથી ગ્રાંટ મેળવનાર મિશન અંત્યજશાળાઓને પોતાની શાળાઓ તરીકે કેળવણી ખાતું ગણતું હશે.

આંકલાવ બોરસદ તાલુકાનું મોટું ગામ છે. અસહકારના દિવસોમાં ગામલોકોએ પ્રાથમિક રાષ્ટ્રીય શાળાને એવો સજ્જડ ટેકો આપ્યો હતો કે સરકારી ગુજરાતી શાળા તૂટી પડી, અને તે અંતે બંધ થઈ. વખત જતાં રાષ્ટ્રીય શાળા પણ બંધ થઈ. એટલે લોકોએ પાછી સરકારી શાળાની માગણી કરી. પરંતુ નાણાંભીડને લઈ શાળાને માટે સરકારી મંજૂરી મળી નથી, અને નછૂટકે ગામનાં કેટલાંક ઉજળિયાત ગણાતાં બાળકો સ્થાનિક મિશન અંત્યજશાળામાં જાય છે.

આ તાલુકામાં અંત્યજોનાં ભણી શકે તેવી ઉંમરનાં એટલે ૫-૧૨ વર્ષની ઉંમરનાં કુલ ૭,૧૧૨ બાળકો પૈકી ૧,૫૯૩ બાળકો શાળામાં ભણે છે. એટલે ભણવાયોગ્ય ઉંમરનાં કુલ બાળકોનાં ૨૨ ટકા જેટલાં બાળકો શાળાઓનો લાભ લે છે.

| કેટલાં બાળકો ભણે છે | | ભણતાં | ટકા |
|---|---|---|---|
| ભણવાયોગ્ય હિંદુ અંત્યજ છોકરા | ૨,૧૦૧ | ૩૪૦ | ૧૧ |
| ભણવાયોગ્ય ખ્રિસ્તી અંત્યજ છોકરા | ૧,૫૦૦ | ૮૬૫ | ૫૭ |
| ભણવાયોગ્ય હિંદુ અંત્યજ છોકરીઓ | ૨,૦૦૬ | ૯૬ | ૩.૫ |
| ભણવાયોગ્ય ખ્રિસ્તી અંત્યજ છોકરીઓ | ૧,૫૦૫ | ૨૯૨ | ૧૯ |
| ભણવાયોગ્ય કુલ છોકરા | ૩,૬૦૧ | ૧,૨૦૫ | ૩૩ |
| ભણવાયોગ્ય કુલ છોકરીઓ | ૩ ૫૧૧ | ૩૮૮ | ૧૧ |
| કુલ મોટેરાં સ્ત્રીપુરુષો | ૯,૭૭૫ | ૫૯૮ | ૬.૫ |
| કુલ હિંદુ અંત્યજો મોટેરા સ્ત્રીપુરુષો | ૫,૫૩૬ | ૧૫૭ | ૨.૮ |
| કુલ ખ્રિસ્તી અંત્યજો મોટેરાં સ્ત્રીપુરુષો | ૪,૨૩૯ | ૪૪૧ | ૧૦ |

ઉપર મુજબ વીગતવાર કેળવણીના આંકડા તપાસવાથી ખ્રિસ્તી અંત્યજો વિશેષ ભણે છે એવું જણાશે. કન્યાકેળવણી પણ તેમાં જ વધારે છે. સમગ્ર હિંદના કેળવણીની દૃષ્ટિએ આ આંકડા કદાચ નિરાશાજનક ન ગણાય. પરંતુ આખા હિંદુસ્તાનની ગણત્રીમાં તો જંગલમાં વસતી અને બીજી અનેક પછાત કોમોનો સમાવેશ થાય છે એટલે એકંદર ભણતરનું પ્રમાણ ઓછું ગણાય. કેળવણીના આ દિવસોમાં તો તેનું જેટલું પ્રમાણ વધે તેટલું ઓછું જ ગણાય ને?

## સામાજિક રીતરિવાજ

સાધારણ રીતે એક તાલુકાથી બીજા તાલુકાના અંત્યજોના રીતરિવાજમાં ખાસ ફેર પડતો જણાતો નથી, પરંતુ બેટીવ્યવહારને અંગે તડાં પડી ગયેલાં જોવામાં આવે છે. અમુક ગામોની કન્યા અમુક ગામોમાં જ જાય એ રિવાજ મોજૂદ છે. લગભગ આને જ મળતી પ્રથા ચરોતર કાનમના પાટીદારોમાં છે, અને તેમના જ એકડાનું અનુકરણ આમા થઈ રહ્યું હોય તેમાં નવાઈ નથી. વળી આ તરફના વણકરોમાં બે મોટા ભાગ પડેલા છે. એક ભાગને 'દંઢાવ' કહે છે, જ્યારે બીજાને 'તળપદા' કહે છે. એમ કહેવાય છે કે દંઢાવ લોકો ઉત્તર ગુજરાતમાંથી આવેલા, અને ત્યાં દંઢાવ નામનું ગામ છે, તે ઉપરથી ત્યાંના વતનીઓના વંશજો તરીકે તેઓ દંઢાવ નામથી ઓળખાય છે. તળપદા શબ્દ કાઠિયાવાડી કોળીઓની જેમ 'તળપદ' શબ્દ ઉપરથી આવ્યો હોય તેમ જણાય છે. દંઢાવ અને તળપદા વચ્ચે કન્યાવ્યવહાર નથી, રોટીવ્યવહાર છે, પણ ન્યાતવરામાં એકબીજાને આમંત્રણ ન મળે.

ખ્રિસ્તી થયેલા જે અંત્યજોએ મિશનનાં પરાંમાં પોતાનો વસવાટ કર્યો હોય, અથવા મિશનની કોઈ પણ પ્રવૃત્તિને અંગે તેમાં જોડાયા હોય તેટલાને ખરેખરા ખ્રિસ્તી ગણવા જોઈએ. બીજાઓમાં ફક્ત પોતાને ખ્રિસ્તી કહેવડાવવા સિવાય બીજો ફેરફાર ભાગ્યે જ જોવામાં આવે છે. એટલે દારૂ ઇત્યાદિ પાછળ થતો ખર્ચ ઓછો થતો જોવામાં આવતો નથી. જો ખ્રિસ્તી પ્રચારકોના પ્રયાસથી આટલો ફેરફાર પણ થાય તો ખરેખર આ કોમના ગળામાં એક ભારે ચક્ર છે તેના વજન નીચે દબાતા આ લોકો અટકે ખરા. બીજી બાજુ આ સમાજમાં પણ કેટલાક બળવાખોરો છે. માન્યતાથી ખ્રિસ્તી ગણાઈને સ્વચ્છંદથી રહેનાર અને મોટર ચલાવવાના કે એવા કોઈ ધંધાવાળા જુવાનિયાઓ મળી આવે, પરંતુ તેમને નથી હોતી તેમનાં સ્વજનની પરવા કે નથી હોતી તેમને સ્વપંથની દરકાર.

ચમાર લોકોમાં ઢેડના જેવા ઘોળ જેવું કાંઈ જણાતું નથી; બલકે આખો ખેડા જિલ્લો તેમના ઘોળ જેવો છે. એટલે આખા જિલ્લામાં

તેમને કન્યાવ્યવહાર છે. બાળલગ્ન એટલે છ માસથી માંડીને પાંચ વર્ષની ઉંમર સુધીમાં બાળકોને પરણાવવાનો રિવાજ ચાલુ છે. ઢેડ અને ચમારોમાં વિવાહમાં આગળ પડતો ભાગ સાધારણ રીતે વરના બાપને લેવાનો હોય છે. એટલે પોતાના છોકરા માટે કન્યાની શોધ કરવા તેને નીકળવું પડે છે.

ભંગીઓ રીતરિવાજમાં ઢેડચમારથી જુદા પડે છે. ઢેડચમારોએ સાધારણ રીતે ઉજળિયાત ગણાતા લોકોના રીતરિવાજોનું અનુકરણ કર્યું છે. પણ ભંગીઓના રીતરિવાજો તો જુદા જ છે. ખાસ કરીને તેઓ મેલાં દેવદેવીઓને માને છે. અને તેમનાં લગ્ન પણ મેલડી અને ભૂવાઓને તૃપ્ત કરવાથી પૂર્ણ થાય છે. એ સિવાય તેમના ધોળ જેવું કાંઈ જણાતું નથી. આ તાલુકામાં ભંગીઓની વસ્તી બીજા તાલુકાના પ્રમાણમાં કાંઈક વધારે છે, અને જો આ તરફ ભંગીઓને પાણીની મુશ્કેલી ન નડતી હોત તો હજુ કદાચ તે વધારે જ હોત. અહીંના ભંગીઓએ બીજા પ્રદેશ તરફ સારી રીતે પ્રયાણ કરવા માંડ્યું છે. મોટાં શહેરોની મ્યુનિસિપાલિટીના ઝાડુ કાઢનાર અને મેલું ઉપાડનાર આ તરફના ભંગી લોકો જ હોય છે.

આ તાલુકામાં સહીજપૂર અને વડદલામાં શેણવાની વસ્તી છે. તેઓ દોરડાં બાંગવાનો ધંધો કરે છે. ભંગીએની સાથે તેઓ ગામની અને સરકારી વેઠ કરે છે, અને તે બદલ મળતાં પસાયતાંમાંથી પોતાનો હિસ્સો પણ લે છે.

ભંગીઓના ધોળનું ક્ષેત્ર વિશાળ હોય છે, એટલે બનતાં સુધી કોઈ વૃદ્ધ માણસના મરણ પછી કે એમ ને એમ જ ન્યાતમેળો કરે છે, એટલે ન્યાતના પંચને નામે બધા ભંગીઓને સંખ્યાબંધ ગામોએ આમંત્રણ મોકલે છે. આવેલા બધા ભંગીઓ એકબે દિવસ રહી ખાયપીએ છે, અને ન્યાતની 'ચોવા' કરે છે. આ ખર્ચ સાધારણ રીતે ન્યાતમાં એકઠા થયેલા દંડમાંથી પૂરો પડતો હશે. પછાત ગણાતી ઘણી કોમોમાં આ રિવાજ સારો ભાગ ભજવે છે. માણસે ન્યાતનો કાંઈ ગુનો કર્યો હોય અને તે બદલ ન્યાત તેનો જો કાંઈ દંડ કરે તો તે દંડ શિરસાવંદ્ય ગણીને ભર્યે જ છૂટકો ન્યાતનાં બંધારણો

આવાં સખત હોય છે તે વાત અજાણી નથી. ભંગીઓના મેળામાં ઘણીવાર રસોઇયા તરીકે મુસલમાનો હોય છે તે જ લોકો તેમને વાસણો પૂરાં પાડે, રસોઈ બનાવી આપે છે.

ગામડાંમાં સ્થિતિને અનુસરીને અસ્પૃશ્યતા ઓછીવત્તી સખત થઈ શકે છે. ચમાર અને વણકર લોકો પાટીદાર ખેડૂતોના મજૂર તરીકે ખેતરમાં કામ કરે છે. ખેતરમાં તેમની સાથે કામ લેતાં અસ્પૃશ્યતા સચવાય અને ગામમાં સામાન્ય રીતે અસ્પૃશ્યતા પળાય તે જુદાં હોય છે. પણ ખરી રીતે આમાં નવાઈ નથી. પોતાના કાયમી 'મજૂર'—ભલે તે ઢેડ હોય—તરફ ખેડૂતોને સ્વાભાવિક પ્રેમ હોય છે, અને તેમના પ્રત્યે અવારનવાર તેઓ ઉદારતા અને સહિષ્ણુતા દાખવે તે સહજ છે. પોતાના ખેડૂતને ત્યાંથી આ લોકો રોજ સવારે 'છાશ' લાવે છે, અને તેની ભડકી રાંધી સવારમાં ખાય છે.

બોરસદ તળમાં એક ભાવસાર શ્રી. ભાઈલાલ પ્રાણજીવન કાપડના વેપારી છે. પોતાની દુકાને તેઓ અંત્યજોને બેસાડે છે, અને તેમને જોઈતું કાપડ હાથોહાથ બતાવે છે અને વેચે છે. તેમના આ પગલા સામે ગામના કેટલાક વેપારીઓએ વિરોધ કરી જોયો, પણ આ ભાઈની મક્કમતા આગળ તેમનું કશું ચાલ્યું નહિ.

આંકલાવના એક પાટીદાર ભાઈ જેઓ હિંદુ મહાસભા નીચે શુદ્ધિનું કામ કરે છે, તેઓ નવસારીની એક અંત્યજ કન્યાને જાહેર રીતે પરણ્યા છે. આ લગ્ન પછી પણ તેઓ પોતાના સમાજમાં રહ્યા છે.

## ધંધો

સાધારણ રીતે જો એક વણકર આખો દિવસ કામ કરે અને તેને મદદ કરવા માટે એક સ્ત્રી કે બાળક હાજર હોય તો મિલના સૂતરને લગભગ ૩૫-૪૦ હાથનો એક તાકો—ગજિયું—તે વણી કાઢે. પોતાની આર્થિક સ્થિતિ નબળી હોવાના કારણે, જાતે સૂતર ખરીદી તેનું ગજિયું વણી તેના માલિક તરીકે તે બજારમાં વેચવાનું ન બની શકે, અને વળી તેને વેચતાં કરતાં વખત લાગે તેટલો વખત કામ રોકાય તે જુદું. એટલે જો વેપારીનું સૂતર તે વણી આપે તો ૩૬ હાથના તાકાની વણકરી તેને ૧૨-૧૪ આના મળે. એટલે જો તે રોજ

નિયમિત કામ કરે તો કુટુંબદીઠ લગભગ ૨૦-૨૨ રૂપિયાની આવક થઈ. આ ઉપરાંત ઘરનાં બૈરાંછોકરાં વખતોવખત સીમમાં મજૂરીએ જાય અને કાંઈ કમાય તે જુદું. પણ આવી રીતે અત્યારે તો ફક્ત વણાટ પર જ ગુજરાનનો આધાર રાખનાર વણકર કુટુંબ ભાગ્યે જ મળી આવે. મિલનું સૂતર આટલું નિયમિત વણાવનાર સંખ્યાબંધ વેપારીઓ મળી આવે કે કેમ તે જ શંકા છે, એટલે અત્યારે તો સાળ અને ખેતી એકબીજાનાં પૂરક થયાં છે. સાધારણ રીતે ચોમાસામાં વણકર-ખેડૂત પોતાની સાળ બંધ રાખે; શિયાળામાં કેટલોક સમય ખેતીના જ અંગનું કામ ચાલુ રહે એ સિવાય બાકીના વખતમાં ખેતીનું અને વણાટનું ભેગું કામ કરતાં ત્રણ દિવસે એક તાકો વણાય, એટલે રોજની સરેરાશ ચાર આનાની રોજી થઈ. કેટલાક દિવસો છેક કામ કર્યા વિનાના જાય તે જુદા.

ચમારોની સ્થિતિ પણ એવી જ ગણાય ગામના લોકોનાં કરાતાં કાર્ય બદલ મરેલું ઢોર મળે, અને તેના ચામડાનો અડધો કે તેથી વધારે ભાગ ચમારને મળે તેમાં કાંઈ કમાણી ખરી; પરંતુ મરેલું ઢોર કોઈનું વેચાતું લીધું હોય. તેના ચામડાના બદલ કાંઈક પણ વધારે રકમ આપવી પડે તો તેમાંથી પછી આવકની આશા રાખવાની નહિ. વળી આ જાતના દેશી ચામડાનો હવે ઉપાડ ઓછો થતો ચાલ્યો છે. આ જાતના ચામડાનો ઉપયોગ મિલોનાં વોશરો પૂરતો, કોસ સાંધવા પૂરતો કે જોડાનાં તળિયાં બનાવવા પૂરતો થાય છે, એટલે ચમારોએ પણ મદદનીશ ધંધા તરીકે ખેતીનો આશરો લીધો છે. સામાન્ય રીતે કુટુંબનો ચાલુ ખર્ચ આ રીતે વણકર ચમારો મેળવી શકતા હશે. પરંતુ લગ્ન અને મરણના સામાજિક ખર્ચ દરેક કુટુંબમાં એક દશકામાં ઓછામાં ઓછા એકવાર તો આવે જ, અને તેને અંગે ખર્ચ કે કરજના ભાર નીચે એક કુટુંબ આવે તેના બોજામાંથી બહાર નીકળવું અત્યારે તો અસંભવિત જેવું દેખાય છે. મધ્યમ વર્ગના આપણા પ્રાંતના ઘણા જ વર્ગોનાં કુટુંબોનો આવો દુઃખભર્યો ઇતિહાસ નથી?

વણકર કરતાં ચમાર વધારે આબાદ હોવાનું જણાય છે. છેલ્લી યુરોપની લડાઈના દિવસોમાં ચમારોને ઠીક ફાવેલું તેની અસર હજુ

છેક નાબૂદ નથી થઈ. શહેરના ચમારોએ આનો લાભ વધારે ઉઠાવેલો એ સ્વાભાવિક છે.

ગામડાંમાં ભંગીઓ માગણ જેવા થઈ રહ્યા છે. તેમને ટોપલા વણવાની ફુરસદ તો હોય છે. ધારે તો તેઓ પોતાની આવકમાં વધારો કરી શકે. પરંતુ તેઓ પોતાનાં પસાયતાંની આવક અને ભીખની આવક ઉપરાંત કાંઈ વધારે જરૂરિયાત દેખે તો ટોપલા બનાવવાનું હાથમાં લે ખરા.

## પાણી

ખેડા જિલ્લાના બીજા તાલુકા કરતાં આ તાલુકામાં અંત્યજોને પાણીની હાડમારી વહેલી ઓછી થશે એમ માનવું ગેરવ્યાજબી નથી. બોરસદ તાલુકામાં દરબારસાહેબ શ્રી. ગોપાળદાસે મુખ્ય થાણું નાખ્યું છે, અને આ તાલુકાની લોકલ બોર્ડના હાલના પ્રમુખશ્રી ઝવેરભાઈ પટેલે પોતાની બોર્ડની સંમતિથી, વિસરાયા, સહીજપુર, વીરસદ વગેરે સ્થળોએ ઢેડ ચમારના કૂવા દુરસ્ત કરાવ્યા છે. અત્યારે પણ ઢેડના કેટલાક કૂવાઓ રીપેર થવાનું અને નવા ખોદવાનું કામ ચાલુ જ છે. કેટલાંક સ્થળો જ્યાં અત્યારે પાણીની મુશ્કેલી છે તેમાંનાં ઘણાંખરાંના અંદાજો બોરસદ તાલુકા બોર્ડને દફતરે નોંધાયા છે, એટલે જો ચાલુ પદ્ધતિએ જ કામ થાય તો આ તાલુકામાં અંત્યજોને મોટે ભાગે પાણીની હાડમારી ઓછી થશે. ભંગીઓને પણ ગામના જાહેર કૂવામાંથી કોસ મારફતે પાણી પૂરું પાડવાનો પ્રયાસ ચાલે છે. વળી આ નોંધણી ગઈ સાલ થઈ ત્યારે વરસાદની અછતને લઈને પાણીની મુશ્કેલી જણાઈ હશે, આ વરસે તેટલી મુશ્કેલી કદાચ નહિ હોય.

પામોલનો ઢેડનો કૂવો લોકલ બોર્ડની આર્થિક સહાયથી ખોદાયો છે. તેના પર ચણતરનું કામ અત્યારે ચાલે છે. લોકલ બોર્ડ તરફથી મળવાની મદદના પૈસા બધું કામ પૂરું થયે જ મળવાના છે એટલે અંત્યજસેવા-મંડળે આ ગામના વણકર ચમારને કૂવા બાંધવા માટે પૈસાની લોન આપી છે. વળી આ કૂવા પાછળ આ લોકોએ પોતામાંથી પણ ઉઘરાણું કરી ઠીક રકમ ખરચી છે. પેટલાદના પ્રસિદ્ધ દાનવીર સ્વ. શેઠ

નારણભાઈ રંગશાળવાળા તરફથી પણ આ તાલુકામાં અંત્યજોના કૂવા બાંધવા માટે મદદ મળેલી છે.

સૂચનરૂપે નીચેનાં સ્થળોએ ઢેડ ચમારને પાણીની મુશ્કેલી છે એમ ગણી શકાયઃ

| | | | |
|---|---|---|---|
| ૧ | નવાપુરા | ૬ | તોટાસી |
| ૨ | બામણવા | ૭ | પોરડા |
| ૩ | ગોલેલ | ૮ | નામણ |
| ૪ | ખાનપુર | ૯ | હરખાપુરા |
| ૫ | કાનવાડી | ૧૦ | મુજકૂવા |
| | | ૧૧ | કંથારિયા |

બોરસદ મ્યુનિસિપાલિટીએ ભંગીનો એક કૂવો ખોદાવી આપ્યો છે. બોદાલનો ભંગીનો કૂવો અંત્યજસેવામંડળે ગળાવી આપ્યો છે. તેને ઊંડો ઉતારી કુંડી બંધાવી આપીને થાળું કરી આપવા તાલુકા બોર્ડને વિનંતિ છે

સાધારણ રીતે એક ગામમાં ભંગીઓનાં ઘરો બહુ જ થોડાં હોય છે, એટલે ખેડા જિલ્લામાં તેમને માટે જુદો કૂવો કરાવતાં ખર્ચને અંગે વિચાર કરવો પડે એવું હોય છે. વર્ષનો અમુક ભાગ તો તળાવનું પાણી વાપરવા જેવું હોય છે બાકીના વખત માટે ગામને જાહેર કૂવે કોસવાળા મારફત પણ કાંઈક વ્યવસ્થા થાય તે ઇચ્છવા જેવું છે.

આ તાલુકામાં નીચેનાં ગામો ભંગીની ૧૫ ટકા કરતાં વધારે ઘરની વસ્તીવાળાં છે. તેમને પીવાના પાણીની કશી સગવડ નથીઃ

### ભંગીના કૂવા

| | | |
|---|---|---|
| ૧ | દાવોલ | પાણી નથી* |
| ૨ | બોદાલ | ,, ,,+ |
| ૩ | કસુંબાડ | ,, ,, |

---

* રેલને અંગે ફરીથી સુધારી આપવામાં આવે છે.

\+ બિરલા ફંડમાંથી નવો કરી આપવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ૪ | સૂરકુવા | ,, ,, |
| ૫ | રાસ | ,, ,, |
| ૬ | સાલોલ | કૂવો નથી |
| ૭ | બોચાસણ | ,, ,, |
| ૮ | પંડોળી | ,, ,,* |

આ તાલુકામાં નીચેનાં ૧૪ ગામોમાં દારૂનાં પીઠાં છે. વળી વડોદરા રાજ્યની ફૂલગૂંથણી અહીં છે, એટલે તે સરહદનાં ૮ પીઠાં અને બીજાં બે પીઠાંનો ઉપયોગ પણ આ તાલુકાના લોકો કરે છે.

| | | | વડોદરા રાજ્ય |
|---|---|---|---|
| ૧ | પાળજ | ૧ | પેટલાદ |
| ૨ | દેહેમી | ૨ | ભાદરણ |
| ૩ | નાપા | ૩ | કાવિઠા |
| ૪ | ભેટાસી | ૪ | ધરમજ |
| ૫ | દાનવાડી | ૫ | ઝારોળા |
| ૬ | આંકલાવ | ૬ | વાવળોડ |
| ૭ | બોરસદ | ૭ | કાણિયા |
| ૮ | રાસ | ૮ | વટાદરા |
| ૯ | વીરસદ | ૯ | ખંભાત (ખંભાત) |
| ૧૦ | કઠાણા | ૧૦ | વાસદ (તા. આણંદ) |
| ૧૧ | દેવાણ | | |
| ૧૨ | બોચાસણ | | |
| ૧૩ | પંડોળી | | |
| ૧૪ | ઉમેટા | | |

## દવા

બોરસદમાં તાલુકા બોર્ડનું અને મિશનનું મળી બે દવાખાનાં છે. અહીંના મિશન દવાખાનામાં સાધારણ રીતે પૈસા લઈને દવા આપવામાં આવે છે.

સદરહુ તપાસ સં. ૧૯૮૨-૮૩માં થયા પછી, સં. ૧૯૮૩ના ચોમાસામાં આ પ્રદેશમાં પાણીની રેલ આવી તેને અંગે ઘણાં સ્થળોએ

* તાલુકા બોર્ડે સુધારી આપ્યો છે.

અંત્યજોના કૂવાઓ છેક બેસી ગયા છે, અથવા અંદરથી તૂટી જવાથી વાપરી ન શકાય એવી સ્થિતિમાં આવેલા છે. એટલે પાણીની મુશ્કેલી ખરી રીતે વધી પડી છે. મુંબઈની સેંટ્રલ ફલડ રિલીફ કમિટી તરફથી શ્રી. અમૃતલાલ વિ. ઠક્કર મારફતે રેલથી નુકસાનીમાં આવેલા અંત્યજોના કૂવાઓ દુરસ્ત કરવાનું કામ ચાલે છે. એટલે એ યોજનાને આધારે આ તાલુકામાં પણ કેટલાક કૂવાઓ એ રીતે દુરસ્ત થયા છે. આ તાલુકામાં નીચેનાં ગામોના અંત્યજોના કૂવાઓ રેલથી નુકસાનીમાં આવેલા છે, તેમને સુધારવા માટે મુંબઈની મધ્યસ્થ સમિતિ (સેંટ્રલ કમિટી) તરફથી બોરસદ તાલુકા બોર્ડને કુલ રોકડ ખર્ચની ⅔ મદદ મળશે એવું નક્કી થયું છે, અને તે ધોરણ પ્રમાણે બાકીની રકમ ઉમેરીને બોર્ડ પોતાની દેખરેખ નીચે દુરસ્તી કામ કરશે.

ઢેડના કૂવા: ૧. અંબાલી; ૨. દંતેલી; ૩. નાપા; ૪. નિસરાયા; અને ૫. વીરસદ.

ભંગીના કૂવા: ૬. જંત્રાલ; ૭. નાપા; ૮. નામણ; ૯. પિપળાવ; ૧૦. પંડોળી; અને ૧૧. બનેજડા.

નીચેનાં ગામોના કૂવાઓ સમિતિ તરફથી દુરસ્ત થઈ ચૂક્યા છેઃ

૧. હરખાપુરા (ઢેડ); ૨. દહેમી (ઢેડ); ૩. બોદાલ (ઢેડ); ૪. બેટાસી (ઢેડ); અને ૫. ખાનપુર (ઢેડ).

આસોદર અને દાવોલના ઢેડ લોકોને તેમનો કૂવો દુરસ્ત કરવા મદદ આપવામાં આવી છે.

બોદાલમાં ભંગીઓને માટે નવો કૂવો કરી આપવામાં આવે છે, અને દાવોલમાં સમિતિ તરફથી ભંગીઓનો કૂવો સુધારવામાં આવે છે.

પામોલનો ભંગીનો કૂવો પણ સુધારવામાં આવ્યો છે.

બદલપુરમાં સમિતિ તરફથી ઢેડ માટે નવો કૂવો કરી આપવામાં આવે છે.

**નોંધ:** ગામની કુલ વસ્તીની સંખ્યા સ્થાનિક માણસો પાસેથી મેળવી છે. અંત્યજોની વસ્તી માથાદીઠ ગણવામાં આવી છે.

| ગામ | ગામની કુલ વસ્તી | અંત્યજોની વસ્તી | ટૂંકી હકીકત |
|---|---|---|---|
| ૧ ઇસણાવ | ૧,૧૮૭ | ૨૫૮ | ઢેડને કૂવો છે, આઈ. પી. મિશન અંત્યજશાળા છે. |
| ૨ પિપળાવ | ૨,૭૫૮ | ૩૦૩ | ભંગીને કૂવે પાણી નથી. મિશન અંત્યજશાળા છે. |
| ૩ પાળજ | ૨,૩૭૬ | ૩૮૬ | ભંગીને કૂવો નથી. દારૂની દુકાન છે. બે મિશન અંત્યજશાળાઓ છે. |
| ૪ સુણાવ | ૩.૭૬૮ | ૬૫૩ | |
| ૫ પોરડા | ૧,૫૫૪ | ૩૦૭ | ઢેડને કૂવે પાણી નથી. બે મિશન અંત્યજશાળાઓ છે. ગામની પાસે મિશનનું પરું છે. |
| ૬ વિસનોલી | ૭૮૬ | ૯૧ | |
| ૭ ભવાનીપુરા | ૬૭૯ | ૨૫૯ | મુક્તિફોજ અંત્યજશાળા છે. |
| ૮ રંગાઈપુરા | ૫૬૯ | ૨૨૫ | ઢેડ ભંગીને કૂવે પાણીની અછત રહે છે. |
| ૯ ઇસરાયા | ૮૯૭ | ૨૬૮ | મુક્તિફોજ અંત્યજશાળા છે. |
| ૧૦ જેસરવા | ૫૮૬ | ૧૪૪ | સો. ક. મિશન અંત્યજશાળા છે. |
| ૧૧ કંથારિયા | ૮૮૭ | ૨૪૫ | ઢેડને કૂવે પાણી નથી. એમ. ઇ. મિશન અંત્યજશાળા છે. |
| ૧૨ ખડોલ | ૧,૯૩૩ | ૨૦૭ | ભંગીને કૂવે પાણી નથી. આઈ. પી. મિશન અંત્યજશાળા છે. |
| ૧૩ ધોબીકૂઈ | ૪૨૩ | ૧૩ | ફક્ત ભંગી |
| ૧૪ ઢુંડાકૂવા | ૯૫૪ | ૩૯ | ફક્ત ભંગી |

| | | | |
|---|---|---|---|
| ૧૫ હળદરી | ૪૬૮ | ૪૫ | |
| ૧૬ બુકહીલ | ૨૦૭ | ૨૦૭ | ફક્ત મિશનનું વસેલું ગામ છે. મિશન અંત્યજશાળા છે. |
| ૧૭ ગેલેપ્સીપુર | ૧૧૦ | ૧૧૦ | ફક્ત મિશનનું વસેલું ગામ છે. મિશન અંત્યજશાળા છે. |
| ૧૮ આસોદર | ૧,૯૩૪ | ૪૯૧ | મુક્તિફોજ અંત્યજશાળા છે. |
| ૧૯ મુજકૂવા | ૧,૪૮૯ | ૧૭૭ | ઢેડને કૂવે નુકસાન થયું છે. |
| ૨૦ અંબાવ | ૧,૫૩૮ | ૨૫૫ | |
| ૨૧ હરખાપુરા | ૬૭૯ | ૧૦૬ | હિંદુ મહાસભાની શાળા ઉજળિયત માટે છે. |
| ૨૨ દાવોલ | ૨,૭૫૯ | ૩૬૮ | ભંગીનો કૂવો સુધારવામાં આવ્યો છે આઈ. પી. મિશન શાળા છે. |
| ૨૩ પામેલ | ૧,૩૩૮ | ૪૦૧ | ઢેડનો કૂવો ઢેડ લોકો સુધારે છે. |
| ૨૪ બોદાલ | ૧,૪૫૪ | ૪૭૯ | અંત્યજસેવામંડળની શાળા છે. |
| ૨૫ કસુંબાડ | ૯૬૭ | ૨૦૫ | આઈ. પી. મિશન શાળા છે. |
| ૨૬ કહેમી | ૧,૩૩૬ | ૨૪૪ | દારૂની દુકાન છે. આઈ. પી. મિશન શાળા છે. |
| ૨૭ નામણ | ૭૯૬ | ૧૨૬ | ઢેડ ભંગીને કૂવે પાણી નથી. |
| ૨૮ સિંગળાવ | ૧,૧૫૬ | ૧૩૩ | ઢેડને કૂવે પાણી નથી. કેટલાંક છોકરાં દેદરડાની હિંદુ મહાસભાની શાળામાં જાય છે. |
| ૨૯ દેદરડા | ૧,૨૬૭ | ૨૦૨ | હિંદુ મહાસભાની શાળા છે. ઢેડના કૂવાને નુકસાન થયું છે. |
| ૩૦ કઠોલ | ૧,૧૨૭ | ૬૮ | |

| | | | |
|---|---|---|---|
| ૩૧ નાપા | | ૩૫૦ | દારૂની દુકાન છે. ઢેડને કૂવે પાણી નથી. રો. કે. મિશન શાળા છે. |
| ૩૨ ભાણુપુર | ૨૮૭ | ૨૫ | ફક્ત ભંગી |
| ૩૩ માંડલપુર | ૩૧૭ | ૨૮ | ફક્ત ભંગી |
| ૩૪ ભેટાસી | | ૬૮૬ | દારૂની દુકાન છે. ઢેડને કૂવે થોડું પાણી રહે છે. એમ. ઇ. મિશન શાળા છે. |
| ૩૫ અંબાલી | ૧,૦૭૪ | ૧૪૨ | ઢેડના કૂવાને રેલથી નુકસાન થયું છે. |
| ૩૬ કાનવાડી | ૧,૩૬૮ | ૩૦૧ | દારૂની દુકાન છે. ઢેડને કૂવે પાણી નથી. |
| ૩૭ આમલોલ | ૧,૦૫૪ | ૮૯ | |
| ૩૮ આંકલાવ | ૯૨૩ | | દારૂની દુકાન છે. મુક્તિફોજ અંત્યજશાળા છે. |
| ૩૯ અલારસા | ૨,૭૩૫ | ૪૪૩ | એમ. ઇ. મિશન શાળા છે. દારૂની દુકાન છે. |
| ૪૦ નિસરાયા | ૯૯૪ | ૬૭ | ઢેડનો કૂવો દુરસ્ત થયો છે. મુક્તિફોજ અંત્યજશાળા છે |
| ૪૧ વાસણા | ૧,૩૨૭ | ૨૭૦ | અંત્યજસેવામંડળની શાળા છે. |
| ૪૨ કેસારી | ૫૬૮ | ૫૬ | ફક્ત ભંગી |
| ૪૩ વાછિયલ | ૬૯૮ | ૬૫ | ફક્ત ભંગી |
| ૪૪ બોરસદ | | ૮૭૩ | આઈ. પી મિશન શાળા છે. આઈ. પી મિશન ભંગી શાળા છે. દારૂની દુકાન છે. મ્યુનિસિપાલિટી અને મિશનનાં દવાખાનાં છે. મિશનનું તાલુકાનું મથક |

| | | | |
|---|---|---|---|
| | | | છે. મિશનની ફીમેલ ટ્રેનીંગ કૉલેજ છે. |
| ૪૫ વડેરા | ૧,૯૨૯ | ૪૮૭ | |
| ૪૬ સંતોકપુરા | ૮૬૭ | ૧૨૭ | ઢેડને કૂવે પાણી છે, પણ રેલથી નુકસાન થયું છે. |
| ૪૭ વીરોલ | ૯૪૩ | ૧૧૪ | ઢેડને કૂવે પાણી છે. |
| ૪૮ સુરકૂવા | ૬૨૪ | ૯૧ | ભંગીઓના કૂવાને રેલથી નુકસાન થયું છે. |
| ૪૯ આસી | ૧,૭૮૬ | ૩૭૮ | ભંગીઓના કૂવાને રેલથી નુકસાન થયું છે |
| ૫૦ રસ | ૪,૪૮૭ | ૩૯૨ | દારૂની દુકાન છે. ઢેડને કૂવે પાણી છે, ભંગીને કૂવે પાણી નથી, મુક્તિફોજ મિશન શાળા છે. |
| ૫૧ સહીજપુર | ૧,૭૩૮ | ૧૩૫ | |
| ૫૨ ખાનપુર | ૧,૭૨૪ | ૧૯૯ | ઢેડનો કૂવો સમિતિની મદદથી દુરસ્ત થયો છે. |
| ૫૩ ગાજણા | ૧,૧૩૩ | ૯૧ | ઢેડના કૂવાને રેલથી નુકસાન થયું છે. |
| ૫૪ ગોરવા | ૧,૨૪૭ | ૧૪૭ | |
| ૫૫ વીરસદ | ૪,૬૨૮ | ૪૮૭ | ભંગીઓને કૂવે પાણી નથી. મિશન અંત્યજ શાળાઓ બે છે દારૂની દુકાન છે. |
| ૫૬ ડાલી | ૭૩૪ | ૩૬ | |
| ૫૭ જંત્રાલ | ૧,૪૬૯ | ૨૬૮ | |
| ૫૮ બનેજડા | ૭૮૯ | ૬૬ | |
| ૫૯ કનકાપુરા | ૭૪૭ | ૬૬ | |
| ૬૦ કાલુ | ૯૩૪ | ૭૧ | ફક્ત ભંગી |
| ૬૧ કણભા | ૧,૨૪૯ | ૭૧ | |

| | | | |
|---|---|---|---|
| ૬૨ ચાંપોલ | ૬૨૩ | ૩૨ | ફક્ત ભંગી |
| ૬૩ કઠાણા | ૩,૨૨૭ | ૧૯૮ | દારૂની દુકાન છે. |
| ૬૪ બદલપુર | ૮૬૯ | ૬૪૦ | અંત્યજોને નવો કૂવો કરી આપવામાં આવે છે. |
| ૬૫ સાલોલ | ૧,૯૨૩ | ૨૮૧ | એમ. ઇ. મિશન શાળા છે ઢેડને કૂવે પાણી છે. |
| ૬૬ દેવાણ | ૨,૩૪૯ | ૫૧૫ | ઢેડ, ભંગીના કૂવા છે. દારૂની દુકાન છે. મુક્તિ-ફોજ અંત્યજશાળા છે. |
| ૬૭ ગોલેલ | ૭૬૯ | ૫૮ | ઢેડના કૂવાને રેલથી નુકસાન થયું છે. |
| ૬૮ ડભાસી | ૧,૨૪૭ | ૨૩૮ | ઢેડને કૂવે પાણી છે, ભંગીને કૂવે નથી. એમ. ઇ. મિશન શાળા છે. |
| ૬૯ દીવેલ | ૩૪૬ | ૧૬ | ફક્ત ભંગી |
| ૭૦ ભાટવાડા | ૩૭૯ | ૩૮ | ફક્ત ભંગી |
| ૭૧ પિલોદરા | ૪૭૯ | ૧૭ | ફક્ત ભંગી |
| ૭૨ ઉમલાવ | ૮૭૮ | ૮૭ | ઢેડના કૂવાને રેલથી નુકસાન થયું છે. |
| ૭૩ ઓચાસણ | ૩,૨૩૪ | ૫૪૩ | ઢેડભંગીના કૂવાને નુકસાન થયું છે. દારૂની દુકાન છે. આઈ. પી. મિશન શાળા છે. |
| ૭૪ રૂપિયાપુરા | ૫૯૪ | ૧૩૧ | ઢેડને કૂવે પાણી છે. આઈ. પી. મિશન શાળા છે. |
| ૭૫ લક્કડપુરા | ૪૬૪ | ૪૯ | |
| ૭૬ દાદિલપુરા | ૫૩૭ | ૧૮૧ | આઈ. પી મિશન શાળા છે. ઢેડ ભંગીને કૂવે પાણી છે. |
| ૭૭ જોગણ | ૭૨૪ | ૮૪ | આઈ. પી. મિશન શાળા છે. ઢેડ ભંગીને કૂવે પાણી છે. |

| | | | |
|---|---|---|---|
| ૭૮ હંતેલી | ૮૯૭ | ૮૬ | ઢેડભંગીને કૂવે પાણી છે. |
| ૭૯ ખડાણા | ૧,૨૯૬ | ૩૫૭ | ઢેડને કૂવે પાણી છે, ભંગીને કૂવે રેલથી નુકસાન થયું છે. મિશનની બે અંત્યજ-શાળાઓ છે. |
| ૮૦ વડદલા | ૨,૩૪૭ | ૩૯૭ | ઢેડ અને શેણવાને જુદા કૂવા છે. આઈ. પી. મિશન શાળા છે. |
| ૮૧ વડેલી | ૧,૨૭૯ | ૪૫૩ | ભંગીને કૂવે પાણી છે. |
| ૮૨ પડોળી | ૩,૬૭૯ | ૫૩૯ | દારૂની દુકાન છે. ઢેડને કૂવે પાણી છે, ભંગીને કૂવે પાણી નથી. મિશનની બે અંત્યજ-શાળાઓ છે. |
| ૮૩ આમોદ | ૧,૨૪૯ | ૫૩૩ | ઢેડને કૂવે પાણી છે, ભંગીને કૂવે નથી. મિશનની બે અંત્યજશાળાઓ છે. |
| ૮૪ માલુ | ૪૪૭ | ૫૯ | ઢેડને કૂવે પાણી છે. |
| ૮૫ આથરમા | ૬૭૮ | ૧૫૧ | ઢેડને કૂવે પાણી છે. મુક્તિ-ફોજ મિશન શાળા છે |
| ૮૬ ઉમેટા | ૧,૩૬૮ | ૩૦૨ | દારૂની દુકાન છે. ઢેડને કૂવે પાણી છે. |
| ૮૭ સંખિયાડ | ૬૯૮ | ૧૦૭ | ઢેડને કૂવે પાણી છે. |
| ૮૮ કોઠિયાખાડ | ૫૪૯ | ૪૪ | ફક્ત ભંગી |
| ૮૯ સોરડી | ૬૪૯ | ૧૭૪ | ઢેડને કૂવો છે. |
| ૯૦ ખેડાસા | ૧,૨૫૯ | ૨૫૦ | ઢેડને રેલથી નુકસાન થયું છે. આઈ. પી. મિશન શાળા છે. |
| ૯૧ બાંમણુવા | ૧,૨૩૪ | ૪૨૨ | મુક્તિફોજ મિશન શાળા છે. ઢેડ, ભંગીના કૂવાને નુકસાન થયું છે. |

| | | | |
|---|---|---|---|
| ૯૨ ખટનાલ | ૯૬૭ | ૨૪૫ | ઢેડના કૂવાને રેલથી નુકસાન થયું છે. મુક્તિફોજ મિશન-શાળા છે. |
| ૯૩ વટવા | ૮૬૭ | ૧૬૬ | ઢેડને કુવો છે. |
| ૯૪ રામજ | ૧,૯૮૭ | ૨૬૪ | ઢેડને કૂવો છે. મુક્તિફોજ મિશન શાળા છે. |
| ૯૫ નવાપુરા | ૫૩૪ | ૧૯૮ | ઢેડને કૂવે પાણીની અછત રહે છે. |
| ૯૬ અમિયાદ | ૯૭૭ | ૧૨૪ | ઢેડને કૂવે પાણી છે, ભંગીને કૂવે પાણી નથી. |

## તા. ભાદરણ (વડોદરા રાજ્ય)

વડોદરા રાજ્યના વડોદરા પ્રાંતનો આ એક મહાલ છે. તેનાં ૩૭ ગામો પૈકી ૩૫ ગામની માહિતી મળી છે. માહિતી નહિ મળેલ એવાં બે ગામો પૈકી એક ભાદરણ તળ છે.

તાલુકામાં કુલ વસ્તી ધર્મ પ્રમાણે નીચે પ્રમાણે છે :

| | ઘર | પુરુષ | સ્ત્રી | ૫–૧૨ વર્ષનાં છોકરા | ૫–૧૨ વર્ષનાં છોકરી | ૦–૫ વર્ષનાં છોકરા | ૦–૫ વર્ષનાં છોકરી | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|
| હિંદુ | ૧,૨૧૯ | ૧,૩૫૧ | ૧,૫૭૪ | ૧,૦૧૭ | ૧,૧૪૮ | ૯૪૨ | ૭૩૮ | ૬,૭૭૦ |
| ખ્રિસ્તી | ૬૭ | ૬૮ | ૭૮ | ૪૫ | ૪૯ | ૫૨ | ૪૪ | ૩૩૬ |
| મુસલમાન | ૩ | ૩ | ૩ | ૨ | ૨ | ૧ | ૧ | ૧૨ |
| | ૧,૨૮૯ | ૧,૪૨૨ | ૧,૬૫૫ | ૧,૦૬૪ | ૧,૧૯૯ | ૯૯૫ | ૭૮૩ | ૭,૧૧૮ |

વડોદરા રાજ્યના આ મહાલમાં અંત્યજોમાં વિધર્મીઓનો પગપેસારો નથી એ સ્પષ્ટ છે. ફકત સુંદણ, કોસિંદ્રા અને રૂદેણ ગામોમાં ખ્રિસ્તીઓની વસ્તી છે.

આ તાલુકામાં વિધર્મના પ્રચારનો અભાવ અને સ્વધર્મનો પ્રચાર દેખાય છે.

અંત્યજશાળાઓના શિક્ષકોમાંના કેટલાક તો વડોદરા કારેલી બાગમાં ભણેલા છે, એટલે તેઓ ધાર્મિક કેળવણી પામેલા છે. કેટલેક ઠેકાણે

(બામણુગામ, ચૂના) ભજનમંડળીઓ ચાલે છે. પંડિત આનંદપ્રિયજીને વડોદરા રાજ્યની અંત્યજશાળાઓનાં નિરીક્ષણ નિમિત્તે ત્યાં જવાનું થાય છે, એટલે તેઓ આ પ્રવૃત્તિમાં રસપૂર્વક ભાગ લઈ શકે છે.

## પેટાવસ્તી

| જાતિ | ઘર | પુરુષ | સ્રી | ૫-૧૨ વર્ષનાં છોકરા | ૫-૧૨ વર્ષનાં છોકરી | ૦-૫ વર્ષનાં છોકરા | ૦-૫ વર્ષનાં છોકરી | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઢેડ | ૬૭૩ | ૭૩૪ | ૮૩૮ | ૫૨૮ | ૫૮૫ | ૫૦૯ | ૩૯૧ | ૩,૫૮૪ |
| ભંગી | ૩૨૫ | ૩૭૧ | ૪૩૮ | ૨૭૪ | ૩૧૨ | ૨૬૪ | ૨૧૫ | ૧,૯૭૪ |
| ચમાર | ૨૫૧ | ૨૬૯ | ૩૨૫ | ૨૨૧ | ૨૬૩ | ૧૯૪ | ૧૪૬ | ૧,૪૧૮ |
| ગરોડા | ૩૩ | ૪૦ | ૪૪ | ૩૩ | ૩૧ | ૨૪ | ૨૬ | ૧૯૮ |
| તુરી | ૭ | ૮ | ૧૦ | ૮ | ૮ | ૫ | ૫ | ૪૪ |
| | ૧,૨૮૯ | ૧,૪૨૨ | ૧,૬૫૫ | ૧,૦૬૪ | ૧,૧૯૯ | ૯૯૫ | ૭૮૩ | ૭,૨૧૮ |

## કેળવણી

વડોદરા રાજ્યમાં ફરજિયાત કેળવણીનો કાયદો છે. એટલે લગભગ ઘણાંખરાં ગામોએ અંત્યજ બાળકો માટે પણ કેળવણી લેવાનું સાધન તૈયાર હોય તે ઉપરાંત કેળવણીનાં ફરજિયાતપણાને લઈને શાળાઓનો ઉપયોગ પણ થાય છે. પરિણામે આની પ્રત્યક્ષ અસર કેટલી હશે તે કહેવું મુશ્કેલ પડે, પરંતુ એટલું તો ખરું જ કે શાળાના સાધનને લીધે અંત્યજો પણ પ્રમાણમાં ઓછા નિરક્ષર તો ખરા જ. આટલા નાના તાલુકાના પ્રમાણમાં ફક્ત અંત્યજશાળાઓની પણ સંખ્યા સારી છે. વળી જુદી અંત્યજશાળા ન હોય તોપણ અંત્યજ બાળકો ઉજળિયાત લોકોની ગુજરાતી સરકારી શાળામાં જઈ શકે તેવો પ્રામાણિક પ્રયત્ન તો કેળવણી ખાતા તરફથી થયો જ છે. બોરસદ તાલુકો અને ભાદરણ મહાલ એકબીજાથી નજીક છે, અને બન્ને તાલુકા પાટીદારોથી ભરેલા છે, એટલે સમાજની દૃષ્ટિએ વિચારોમાં એટલો બધો ફરક હોવાનો સંભવ નથી. છતાં સરકારી હુકમના પાલનની કડકાઈ અને અધિકારીઓની લાગણીનું પરિણામ છેક શૂન્ય જ નથી. નીચેનાં દસ ગામોમાં રાજ્યની જુદી અંત્યજ શાળાઓ છે:

૧. ચૂવા
૨. રણોલી
૩. ઝારોળા
૪. કોડવા
૫. કંથરોડ
૬. પિપળોઈ
૭. બામણગામ
૮. ગંભીરા
૯. ઝલસણા
૧૦. વટાદરા

આ ઉપરાંત નીચેનાં ત્રણ સ્થળે એ ખ્રિસ્તી મિશન તરફથી જુદી અંત્યજ મિશન શાળાઓ હતી: રૂદેલ, કાસિંદ્રા અને સૂંદણ.

સૂંદણનાં અને રૂદેલનાં ખ્રિસ્તી અંત્યજ બાળકોને માટે ત્યાંની ગુજરાતી શાળામાં વ્યવસ્થા થવાથી ખ્રિસ્તી શાળા બંધ થઈ છે, કાસિંદ્રાની અંત્યજશાળા ચાલુ છે. પંડિત આનંદપ્રિયજી અંત્યજોની હિંદુ શાળાઓ માટે ખૂબ કાળજી ધરાવે છે.

વધારે આનંદની વાત એ છે કે ભંગીનાં છોકરાં પણ આ સુધારાથી છેક અલિપ્ત નથી જ તે નીચેના કોઠા પરથી જણાશે:

| | ભણવાયોગ્ય | ભણતા | કુલ ટકા |
|---|---|---|---|
| ઢેડના છોકરા | ૫૨૮ | ૨૮૭ | ૫૪ |
| ઢેડની છોકરી | ૫૮૫ | ૮૧ | ૧૫ |
| ભંગીના છોકરા | ૨૭૪ | ૧૪૯ | ૫૪ |
| ભંગીની છોકરી | ૩૧[illegible] | ૫૩ | ૧૬ |
| ચમારના છોકરા | ૨૨૧ | ૧૦૬ | [illegible]૦ |
| ચમારની છોકરી | ૨૬૩ | ૩૦ | ૧૧·૩ |
| ગરોડાના છોકરા | ૩૩ | ૨૯ | ૮૭ |
| ગરોડાની છોકરી | ૩૧ | ૪ | ૧૨.૪ |
| તુરીના છોકરા | ૮ | ૫ | ૬૨ |
| તુરીની છોકરી | ૮ | ૦ | ૦ |
| હિંદુ છોકરા | ૧૦૧૭ | ૫૩૫ | ૫૨ |
| હિંદુ છોકરી | ૧,૧૪૮ | ૧૫૬ | ૧૩.૫ |
| ખ્રિસ્તી છોકરા | ૪૫ | ૩૯ | ૮૦ |
| ખ્રિસ્તી છોકરી | ૪૯ | ૧૧ | ૨૨ |
| મુસલમાન છોકરા | ૨ | ૨ | ૧૦૦ |

| | | | |
|---|---|---|---|
| મુસલમાન છોકરી | ૨ | ૧ | ૫૦ |
| કુલ છોકરા | ૧,૦૬૪ | ૫૭૬ | ૫૦ |
| કુલ છોકરી | ૧,૧૯૯ | ૧૬૮ | ૧૪ |
| કુલ છોકરાં | ૨,૨૬૩ | ૭૪૪ | ૩૨ |

ખેડા જિલ્લાનો ફક્ત આણંદ તાલુકો બાદ કરતાં આવું મોટું કેળવણીનું પ્રમાણ અંત્યજોમાં નહિ મળી આવે.*

મોટેરામાં કેળવણી

| કુલ પુરુષ સ્ત્રી ( મોટેરાં ) | | ભણેલાં | ટકા |
|---|---|---|---|
| ૧૨ વર્ષ ઉપરનાં | ૩,૦૭૭ | ૧૯૩ | ૬ |
| કુલ મોટાં હિંદુ સ્ત્રીપુરુષો | ૨,૯૨૫ | ૧૬૯ | ૫.૮ |
| કુલ મોટેરાં ખ્રિસ્તી સ્ત્રીપુરુષો | ૧૪૬ | ૨૧ | ૧૪ |
| કુલ મોટેરાં મુસલમાન સ્ત્રીપુરુષો | ૬ | ૩ | ૫૦ |

**પાણી**—કેળવણી કરતાં વધારે સારી રાહત અંત્યજોને બાદરણ તાલુકામાં પાણી સંબંધી છે, અને આ દૃષ્ટિએ બ્રિટિશ રાજ્યના ખેડા જિલ્લાના અંત્યજો કરતાં આ લોકો વધારે સુખી છે. ભંગી અને ઢેડને આ તાલુકામાં સામાન્યતઃ પાણીની મુશ્કેલી નથી. કોઈક સ્થળે ઉનાળામાં પાણી સુકાય છે, તેનો ઉલ્લેખ પાછળ આપ્યો છે.

**દારૂ**—આ તાલુકામાં નીચેનાં સ્થળોએ દારૂનાં પીઠાં છે. આ ઉપરાંત બોરસદ તાલુકાનાં કેટલાંક ગામોનાં દારૂનાં પીઠાંનો લાભ આ તાલુકાને મળે તે જુદો.

| | |
|---|---|
| ૧ કોસિંદ્રા | ૨ રૂદેલ |
| ૩ ઝારોળા | ૪ સીસવા |
| ૫ કંથલોડ | ૬ ટીંબા |
| ૭ પિપળોઈ | ૮ બામણગામ |
| ૯ ઝલસણા | ૧૦ વટાદરા |
| ૧૧ ભૂવેલ | ૧૨ ધર્મજ ( પેટલાદ ) |

* ભણવાયોગ્ય બાળકોમાં નીચે મુજબ બાળકો ભણે છે:
મહેમદાવાદ ૨૪ ટકા; આણંદ ૩૯ ટકા; બોરસદ ૨૨ ટકા.

**નોંધ**—ગામની કુલ વસ્તીના આંકડા માથાદીઠ ગણીને મૂકવામાં આવ્યા નથી. અંત્યજોની વસ્તી માથાદીઠ ગણવામાં આવેલી છે. અંગ્રેજી તાલુકાથી ઊલટું અહીં જ્યાં અંત્યજોને પાણીની સગવડ સંબંધી કંઈ લખ્યું નથી ત્યાં સાધારણ રીતે સંતોષકારક છે એમ જાણવું.

| ગામ | ગામની કુલ વસ્તી | અંત્યજોની વસ્તી | ટૂંકી હકીકત |
|---|---|---|---|
| ૧ સૂંદણ | ૯૬૮ | ૨૩૨ | |
| ૨ જોશીકૂવા | ૮૨૯ | ૩૬૬ | ગામની શાળામાં અંત્યજનાં છોકરાં જાય છે. |
| ૩ કોસિંદ્રા | ૧,૩૭૨ | ૨૭૬ | ગામમાં દારૂની દુકાન છે. એમ. ઈ. મિશન શાળા છે. ભંગીનાં છોકરાં મિશન શાળામાં જાય છે. |
| ૪ રૂદેલ | ૧,૩૩૯ | ૨૨૧ | દારૂની દુકાન છે. ચૂવાની અંત્યજ-શાળામાં છોકરાં જાય છે. |
| ૫ ચૂવા | ૮૯૬ | ૯૦ | સરકારી અંત્યજશાળા છે. ભંગીનાં છોકરાં અંત્યજશાળામાં જાય છે. |
| ૬ બાટવાડા | ૨૮૬ | ૩૩ | ફક્ત ભંગી |
| ૭ વાસણા | ૪૨૭ | ૮૩ | સરકારી શાળામાં છોકરાં જાય છે. |
| ૮ રાગોલી | ૭૬૯ | ૧૬૯ | ઢેડની સરકારી અંત્યજશાળા છે. |
| ૯ ઝરોળા | ૧,૭૬૯ | ૬૧૯ | સરકારી ઢેડની શાળા છે. ભંગીનાં છોકરાં અંત્યજશાળામાં જાય છે. દારૂની દુકાન છે. |
| ૧૦ માનપુરા | ૪૬૮ | ૨૨ | |
| ૧૧ જીલોડ | ૨૯૮ | ૧૧ | ફક્ત ભંગી |
| ૧૨ નવાખલ | ૬૫૪ | ૫૪ | ,, ,, |
| ૧૩ નારપુરા | ૪૫૬ | ૩૩ | ,, ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૪ સીસવા | ૨,૧૪૭ | ૩૭૨ | ભંગીને કૂવે પાણી નથી. દારૂની દુકાન છે. સરકારી અંત્યજશાળા છે. ભંગીનાં છોકરાં અંત્યજ-શાળામાં જાય છે. |
| ૧૫ કોડવા | ૨૧૩ | ૨૨ | |
| ૧૬ કણુઝટ | ૭૮૭ | ૪૮ | |
| ૧૭ રાજપુર | ૨૧૯ | ૧૦ | ફક્ત ભંગી |
| ૧૮ કંથલોડ | ૧,૨૩૪ | ૨૭૩ | દારૂની દુકાન છે. સરકારી અંત્યજશાળા છે. ભંગીનાં છોકરાં અંત્યજશાળામાં જાય છે. |
| ૧૯ પીપળી | ૧,૧૫૭ | ૧૭૧ | સરકારી શાળામાં અંત્યજોનાં છોકરાં જાય છે. |
| ૨૦ લાલપુરા | ૭૩૪ | ૧૯૩ | ભંગીને કૂવે પાણી નથી. સરકારી શાળામાં અંત્યજનાં છોકરાં જાય છે. |
| ૨૧ ટીંબા | ૬૮૭ | ૨૧૨ | દારૂની દુકાન છે. ભંગીને કૂવે પાણી નથી. અંત્યજનાં છોકરાં સરકારી શાળામાં જાય છે. |
| ૨૨ જલુંધ | ૧,૨૭૯ | ૨૫૦ | પિપળોઈની અંત્યજશાળામાં અંત્યજબાળકો જાય છે. |
| ૨૩ પિપળોઈ | ૧,૧૪૩ | ૨૯૫ | દારૂની દુકાન છે. ઢેડભંગી કૂવે પાણી નથી. સરકા અંત્યજશાળા છે. ભંગી છોકરાં અંત્યજશાળામાં જાય |
| ૨૪ ખડોલી | ૫૪૯ | ૪૦ | ઉમેટાની અંત્યજશાળા અંત્યજોનાં છોકરાં જાય છે. |
| ૨૫ ચમારા | ૧,૧૩૮ | ૧૯૨ | સરકારી શાળામાં અંત્ય બાળકો જાય છે. |